આલફ્રેડ નાટક મંડળીના

# જુનીબાઈ વિરૂધ નવીબાઈ

એ ખેલમાં ગવાતાં ગાયન.

---

જોડનાર

ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા.

---



---

મુંબઈ,

જહા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યુંછે.

સને ૧૮૮૯.

---

કિમ્મત એક આનો.

# જુનીબાઈ વિરૂધ નવીબાઈ

## એ ખેલમાં ગવાતાં ગાયન.

---

### ગાયન ૧ લું.

**કાફી જિલ્હો—ગજલ.**

(ઉમ્ર સબ મુહ્ત્મે આયા કિયે નાદાન રહે—એ રાહ.)

જિવે તું જ્યાં સુધી સાચી મહા મ્હોબ્બત કરી લે;
ભલા આશક બની પ્રિતની ગલીની રાહ ખરી લે.—૧.

બતીપર થઈ ફિદા કેવાં પતંગો જો બળેછે;
અરે ગાફેલ તું જિવતાં જિવન તેમજ મરી લે.—૨.

ચકોરો ચંદ્રપર આશક બની તનને પછાડે;
ભમર જેવો કમળપર તેહવો તું પણ ઠરી લે.—૩.

મઝા જે ઇશ્કમાં છે બ્હેશ્તમાં પણ નહી હોતી;
ભરી જામે મહોબ્બત હોંશથી હોઠ પર ધરી લે.—૪.

---

### ગાયન ૨ જું.

**ભૈરવિ—પદ.**

(પાંજરે પોપટો લટકે.—એ રાહ.)

આશક દરદ શું જાને;
જીગરની અરજ ન માનેરે.—૧.

મુજ આંસુની નદી વહેછે—
આજ ઈશ્ક મેદાનેરે.—૨.

દિલની નાવ મહોબ્બત દરિયે—
ડૂબેછે તોફાને રે.—૩.

તનમન શાન્તિ મુફ્તમાં છિનવી—
લીધી બેઈમાને રે.—૪.

વિના વિચારે કપટીને દિલ—
દીધું મેં નાદાને રે.—૫.

જોઈ હાલ આ કદર અમારી—
ખાધી ખુદ શયતાને રે.—૬.

પણ કાતિલ આ આગ ન બુઝવે—
લાગી જિગર મકાને રે.—૭.

—o—

## ગાયન ૩ જું.

ઇંગ્રેજી રાહ.

(જૈસા કરનાં વૈસા ભરનાં—એ રાહ.)

મોજો કરતાં, એશો ફરતાં—ભપકો સપકો કરીયેજી,
ઘોડે ગાડી, ફુલની વાડી—હસનાં રમતાં ફરિયેજી;
પીતાં, ખાતાં, થઈ મદમાતાં—દુનિયાથી કાં ડરિયેજી,
સુખમાં રહિયે, દુખ કાં સહિયે—કાલે વખતે મરિયેજી;
કેર્યે ભલી અદા, ખુશી રહી સદા—ભલે કહે દદા, સહુ જળો બળી,
ન રાખિયે કમી, સદા સરસ જમી—શાહેરમાં ભમી,
હલી મળી—દુખ હરિયેજી.—૧.

ખાંણાં કિજિયે, પાર્ટી દિજિયે—સુખ સાગરમાં વહિયેજી,
સહુને તેડી, દારૂ રેડી—નખરાં કરતાં રહિયેજી;
નડતાં પડતાં, લોકો રડતાં—તેને કઈ નહિ કહિયેજી,
બૂરી ગાળો, ખોટાં આળો—ચૂપ રહીને સહિયેજી;
કરજ કરી ભલે, ધણી જળે બળે—ન તેહનું વળે, રડી પુકારતાં,
ન એશને તજી, ન કોઇથી લજી—પુશાક તો સજી,
સમારતાં—ભવ તરિયેજી.—૨.

——o——

## ગાયન ૪ થું.

### પિલૂ બરવા—ગરબી.

(જરથોસ્તી જેજેકાર જગતમાં જાણીતો.—એ રાહ.)

સાહુ સજનો ચતુર સુજાન—સુણજો ધ્યાન ધરી;
ચેતી રાખો શુધ સાન—કહુંછું વાત ખરી.—૧.

સુધરેલી કઈ મડમ બનીને—લે ભાગું કઈ બોલેરે;
નહી બહેશત કે નહી દોજખે—એમજ અદ્ધર ડોળે.—૨.

દળનારીની દિકરી તે પણ—શાજાદી સમ લાગેરે;
જે ઘરમાં ખાવાના સાંસા—ત્યાંહ પિયાનો વાગે.—૩.

રાંધણિયાંમાં જાઈ રાંધતાં—તાવ ધડધડી આવેરે;
ભઠિયારાનાં ઘરનું ભોજન—ભલું આઈતું ભાવે.—૪.

બાળાને જતરામાં ભટકે—જ્યાં નરનો ન ઈલાજરે;
સાવરણો પગ સાથે બાંધી—છોડે કુળની લાજ.—૫.

જરા શિખ્યાં કે પાર પડીને— તરિયાં વિદ્યા ન્હેરરે;
પાદરમાં નહિ પગ મેળી કહે—જોયું સંધું શહેર.—૬.

ગુજરાતી તો ગુજરી ગઈને—શિખવા મન નહિ લાગેરે;
ગાદરિઆંનાં ટોળાં માફક—ઈંગ્લિશ શિખવા માગે.—૭.

મુનાબાઈ સેરા કહેવાએ—મ્હેરબાઈ થઈ મેરીરે;
યસ નો કરતાં જરા શિખેલી—ઘેલી ભૂતે ઘેરી.—૮.

વિના મ્હલાજે રખડે જ્યાં ત્યાં—ફરી કઢંગો વેસરે;
નાજુક નારો વધી પડી કે—ચાકર ઉચકે સેસ.—૯.

માબાપોની બેપરવાઈનું—આ કારણ છે મોટુંરે;
નાહક કેળવણી વગોવવા—મળિયું છે આ બોટું.—૧૦.

મોટા સાગર જેમ ચૂપ છે—નાળાં છળકઈ જાયરે;
જે સ્ત્રી પૂરી કેળવાય છે—તે ઈત્તર નહિ થાય.—૧૧.

——o——

## ગાયન ૫ મું.

### ઇંગ્રેજી રાહ.

(નારી જે કરશે તે થાશે સાચું સાચું.—એ રાહ.)

ગાફેલો સૂતા શું જાગો—જાગો જાગો,
જૂઠા ઢંગો બૂરા ત્યાગો—જાગો રે યારો;

આતે કેવો સૂધારો છે—જાગો જાગો,
સૂધારો કે કૂધારો છે—જાગો રે યારો.

(કોરસ)

જરા નજર કરો—ખુદાયથી ડરો;
ફરજંદોપર અંકોશ ધરી—ના ગાફિલ તમે ઠરો.—૧.

વાંદર સમ નક્કલ તો કરતાં—જાગો જાગો,
હદ બાહર ભમતાં ને ફરતાં—જાગો રે યારો;

દુનિયામાં ઇજ્જત તો જાશે—જાગો જાગો,
વિન મ્હોતે મરવું પણ થાશે—જાગો રે યારો.

(કોરસ)

જરા નજર કરો—ખુદાયથી ડરો;
ફરજંદોપર અંકોશ ધરી—ના ગાફિલ તમે ઠરો.—૨.

બચ્ચાંને છૂટો અનહદ દે—જાગો જાગો,
છોડી સદગુણ જે દુરગુણ લે—જાગો રે યારો;

કુમલાં ઝાડો વાળ્યાં વળશે—જાગો જાગો,
નહિ સખ્ત થયા પાછળ વળશે—જાગો રે યારો.

(કોરસ)

જરા નજર કરો—ખુદાયથી ડરો;
ફરજંદોપર અંકોશ ધરી—ના ગાફિલ તમે ઠરો.—૩.

ફાટાં પણ લુગડાં નહિ સાંધે—જાગો જાગો,
પગ સાથે સાવરણી બાંધે—જાગો રે યારો;

ભૂખે રખડીને મોજ કરે—જાગો જાગો,
વળિ કરજ કરી શોકીન ઠરે—જાગો રે યારો.

(કોરસ)

જરા નજર કરો—ખુદાયથી ડરો;
ફરજંદોપર અંકોશ ધરી—ના ગાફિલ તમે ઠરો.—૪.

માટે વ્હેલ્લા ચેતો ભાઈ—જાગો જાગો,
તોડો દુરગુણ સાવધ થાઈ—જાગો રે યારો;

ફરજંદો તોજ સુખી થાશે—જાગો જાગો,
જુઠા લાડે અટવઈ જાશે—જાગો રે યારો.

(કોરસ)

જરા નજર કરો—ખુદાયથી ડરો;
ફરજંદોપર અંકોશ ધરી—ના ગાફિલ તમે ઠરો.—૫.

—o—

ગાયન ૬ ઠું.

કાલિંગડો—લાવણી.

(સાકી ભર મયકા પ્યાલા.—એ રાહને મળતું.)

હું તો ગામડિયો માકો—
છઉ હઉ વાતે બહુ પાકોરે.—૧.

ટુક પેહે મોંજો મારૂં—
રાખું ખેતર બહુ હારૂં,
ગાયો ને ભેંહો ચારૂં;

(ઝૂલ)

હું તો હુરતમાં ને બાઠે—
એકું ખેતર મારે હાથે,

છે તે હાયબ મારે માથે—
છઉ દુખમાં હું બચ્ચાં હાથે;
ફૂલેલ ફૂલૂનો કાકોરે.—૨

મજ ઘરે દહી દુધાંણું—
ઘર વાલ વટેણા આંણું,
પોહી પોયરાં હું જાંણું;

(ઝૂલ)

ઉઠું હકકારે હું પ્હેલ્લો—
જાઉં ખેતરમાં હું વ્હેલ્લો,
આવે કુમલા હાથે મ્હેલ્લો—
ઉભો રહું હું હીધો હેલ્લો;
નહિ વલું કરમથી વાંકો રે.—૩.

હું નથી કોઈનો કરજી—
બહુ ધરમ ઉપર મુજ મરજી,
છઉ દુખલીનો હું વરજી;

(ઝૂલ)

છોરાં છૈયાં હઉ છે માતાં—
તાડી પીને વાલો ખાતાં,
હો હો કોહો ચાલ્યાં જાતાં—
બઉ બઉ મોઠાં ગીતો ગાતાં;
નહિ ચહડે તેમને થાકોરે.—૪.

——o——

## ગાયન ૭ મું.

### ઈંગ્રેજી રાહ.

(માઇ વેલન્ટાઇન.—એ રાહ.)

આશિષ આઈ સહુ લિજિયેં—છાજે તેને તે દિજિયેં;
જેનું છે સાલ મુબારક—તેનેજ વધાવો લિજિયેં.

(કોરસ)

ચાલોની હસતાં રમતાં—રબને નમતાં ને જમતાં,
આ સાલ મુબારક રેજો— ગાવોની ગિતડાં ગમતાં;
રે ગમતાં રે ગમતાં—ગાવોની ગિતડાં ગમતાં.—૧.

જિવજો તમ બહુ બહુ વરસો—મટજો મનની સહુ તરસો;
લક્ષમી સારદા બેહૂ—દેજો હરખી શુભ દરસો.

(કોરસ)

ચાલોની હસતાં રમતાં—રબને નમતાં ને જમતાં;
આ સાલ મુબારક રેજો—ગાવોની ગિતડાં ગમતાં;
રે ગમતાં રે ગમતાં—ગાવોની ગિતડાં ગમતાં.—૨.

લાભો આ સાલે મળજો—દુઃખો ને આફત ટળજો,
સાચાં દિલનાં ફીરોજી—આશિરવાદો સહુ ફળજો;

(કોરસ)

ચાલોની હસતાં રમતાં-રબને નમતાં ને જમતાં,
આ સાલ મુબારક રેજો—ગાવોની ગિતડાં ગમતાં;
રે ગમતાં રે ગમતાં—ગાવોની ગિતડાં ગમતાં.—૩.

—o—

## ગાયન ૮ મું.

### ભેરવી–ખ્હેત.

(અજિત રાજ મારૂં જગતમાં સદા.—એ રાહ.)

શુકર દાદગરની બની બામદાદ;
કરૂં હું ઈરૂની ખુદાવંદ યાદ.—૧.

ચલકતી આફતાબ નિકલીચ બ્હાર,
બની ખલ્ક રોશન ખિલા નવબહાર.—૨.

મનાજાત બોલો બુલબુલી આવાજ;
સિપાસી નમે ગુલ ગરીબનવાજ.—૩.

ફરેબી જહાં આય જંજાલ પર;
ખુદા મન ગરિબથી બદી રાખ દૂર.—૪.

પદર એ જહાંની અએ નેકનામ;
મને બક્ષ બસ તું બહીશ્તી મુકામ.—૫.

બન્દે તેજ ઓપી નની આજરૂજ;
ફિરૂઝમંદ કર ફિરોજને ફિરૂજ.— ૬



# ફિરોજનાં જોડેલાં ગાયન.

---

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| ફિરોજી ગાયન ભાગ ૧ લો. ................ | ૧ | ૪ | ૦ |
| ફિરોજી નાટક ગાયન ભાગ ૧ લો<br>જેમાં દુખી ગુલ, પૈસાના પુંજારી, તથા ખરીદેલો<br>ખાવિંદ, એ ત્રણે ખેલોનાં ગાયન સમાવ્યાછે. .. | ૦ | ૨ | ૦ |
| કાળાં મેંઢાંના ખેલનાં ગાયન. ................ | ૦ | ૧ | ૦ |
| અકરમી વરના ખેલનાં ગાયન................ | ૦ | ૧ | ૦ |
| જુનીબાઈ વીરૂધ નવીબાઇના ખેલનાં ગાયન ...... | ૦ | ૧ | ૦ |
| કંજુસના કરમણી કાહણીના ખેલનાં ગાયન ...... | ૦ | ૧ | ૦ |
| કરણી તેવી પાર ઉતરણીના ખેલનાં ગાયન........ | ૦ | ૧ | ૦ |
| સુધરેલી શીરીનના ખેલનાં ગાયન. ............ | ૦ | ૦ | ૬ |

ઉપલી ચોપડીઓ નિચલે ઠેકાણેથી, તથા નાટકને દિવશે નાટક શાળામાથી ઉપલેજ ભાવે વેચાતી મળશે.

કોટમાં—જેહાંગીર બેજનજી કરાંણી—બુક સેલર એન્ડ પબ્લીશર.

મેશારસ. મીસતરીની કુંપની—બુક સેલરસ.

ધોબીતલાવ—મેશારસ. એરચશાહ કરાંણીની કુંપની—બુક સેલરસ.

---o---